# પુનરાવર્તન 1

**1. નીચે આપેલા શબ્દો કોષ્ટકમાંથી શોધી તેના પર ☐ કરો અને વાક્યપ્રયોગ કરો.**

સોહાગણ, તરિયાતોરણ, વિદ્યાધિકારી, ખારીલા, પ્રાયશ્ચિત, મુસાફરી, ધોધમાર, ગહેકવું

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મ | જા | ફે | ર | ધો | સો | વિ |
| પ્રા | ય | શ્ચિ | ત | ધ | હા | ખા |
| ના | થ | જી | કે | મા | ગ | રી |
| ત | રિ | યા | તો | ર | ણ | લા |
| વિ | ગ | હે | ક | વું | હા | ન |
| જા | પુ | હા | મુ | સા | ફ | રી |
| વિ | દ્યા | ધિ | કા | રી | ઝ | મ |

**2. નીચેના પ્રશ્નોના જવાબ આપો.**

(1) તમે મેળામાં જઈ શું શું ખરીદશો ? કોના માટે ?

(2) સાથિયા ક્યારે-ક્યારે પૂરવામાં આવે છે ?

(3) મહાદેવ તેના મિત્રોથી છૂટો કેમ પડી ગયો ?

(4) બાપુએ વિમાનમાં મુસાફરી કરવાનો ઇનકાર શા માટે કર્યો ?

(5) ચોમાસામાં કયાં-કયાં પક્ષી-પ્રાણીઓના અવાજો સાંભળવા મળે છે ?

**3. તમારી શાળામાં લખાયેલા પાંચ ભીંતસૂત્રોની યાદી કરો.**

**4. નીચે આપેલા ફકરામાં યોગ્ય વિરામચિહ્નો મૂકી ફકરો ફરીથી લખો.**

જો આ યજ્ઞમાં તું એકલી જ મારી સાથે છો એટલે દિલ્હીમાં હું પહેલવહેલો જાઉં છું. મેં નોઆખલી જતાં તો નિશ્ચય કર્યો હતો કે ત્યાં જ કરવું અથવા મરવું અને સાથીઓને છૂટા

કર્યા પણ તને આ મારા યજ્ઞમાં ભાગીદાર બનવા માટે મેં રજા આપી તું સાથે જ રહી એટલે જેમ નોઆખલીમાં બધાને છોડીને આવ્યો તેમજ અહીં બિહારમાં પણ. બાકી દેવપ્રકાશ, હુન્નર વગેરે છે તે અને મૃદુલાબહેન રહેશે મૃદુલાબહેન મારા વતી બધું જ સંભાળશે અને કામ કરશે પણ તને છોડીને કેમ જવાય એ તું પણ નહીં ઇચ્છે. એટલે તારે મારી સાથે આવવાનું રહ્યું ઓછામાં ઓછો સમય અને નાનામાં નાનો ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ કરવાનો. પણ જોજે, આમાં તારી ખૂબ કસોટી છે હોં.

**5. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો લખો.**

(1) રળિયામણું

(2) ખારીલા

(3) પ્રાયશ્ચિત

(4) રાન

(5) કેળવણી

**6. સૂચના મુજબ કરો.**

(1) 'ર' વર્ણથી શરૂ થતા દસ શબ્દો લખો.

(2) આ શબ્દોનો વાક્યમાં પ્રયોગ કરો.

(3) આ વાક્યોમાં સંજ્ઞા નીચે લીટી દોરો.

(4) સંજ્ઞાના અર્થમાં વધારો કરે એવા શબ્દો આ વાક્યોમાં ઉમેરો.

**7. નીચે આપેલી કાવ્યપંક્તિઓમાં શબ્દો આડાઅવળા થઈ ગયા છે. આ શબ્દોને યોગ્ય રીતે ગોઠવીને સાચી કાવ્યપંક્તિ લખો.**

(1) જી રે ચોક મોતીડે પુરાવીએ.

(2) હરિ હાથિયો ઘેર મલપતો આવે.

(3) આપણે કાલ સુધી મકાનમાં રહેતા'તા ને કાલથી વાછંટો રહેશે.

(4) ક્યાંક ચોમાસુ રાનમાં ગાજે છે.